# ધનવાન

## થવાનો રાજ માર્ગ.

લેખક. અને પ્રકાશક.

માણેકલાલ કુરજી.
નં૦ ૨૯૩-૯૬ ભીંડીબજાર
મુંબઇ.

આવૃતી ૧ લી. શન ૧૯૧૩
પ્રત. ૨૦૦૦ સંવત ૧૯૬૯

ધર્મવિજય પ્રેસ પાયધુની નં. ૫૭૨-મુંબઇમાં
હરજીવન ભગવાને છાપ્યું.

૪૫૮૬૯

[illegible] આ વાપરી ખાત્રી કરો.

# કાન્તિ દાતા.

ધાતુ પુષ્ટ કરી આખા શરીરમાં ચમત્કારીક બળ આપનાર આ કદી નીષ્ફળ ન જાય એવી દિવ્ય ઔષધી છે.

ધાતુની નબળાઇ, ગુપ્ત ભાગોની કમજોરી, સ્વપ્નામાં ધાતુપાત થવો, મગજની નબળાઇ, ચકરી આવવી, ખોરાક પાચન ન થવો હાથ પગોમાં કળતર, આ ઇચ્છા ન થવી, ઇચ્છા વગર ધાતુ થવો, વીગેરે ધાતુ વિકારના દરદો દુર કરનાર આ એક જાદુઇ ઇલાજ છે.

# ધનવાન કેમ થવાય?



પ્રિય સજ્જનો! આ ઉપર લખેલો પ્રશ્ન તમારા મનમાં ઘડી ઘડી થતો હશે અને તેના તમારા મન તરફથી તથા બીજાઓ તરફથી જુદા જુદા જવાબો મળતા હશે, પણ ધનવાન થવાની ખરી કળા તમને હજી સુધી મળી નથી. જે જાણતા અજાણતા તે કળા તમને મળી હશે તો જરૂર તમે ધનવાન થયા હશોજ! ધનવાન થવાની કદી નીષ્ફળ ન જાય એવી કળાના આ લઘુ લેખમાં તમને દર્શન કરાવવાનો લેખકનો પ્રયત્ન છે (આ કળા કાંઇ લેખકે નવી શોધી કાઢી નથી પણ આદી અનાદી શાસ્ત્ર સિદ્ધ છે),

---

આશા છે કે આ લેખ પ્રમાણે વર્તન રાખી તમો ધનવાન થશો તોજ લેખકનો લેખ લખવા નો પ્રયત્ન સફળ થયો ગણાશે.

આ વિશ્વમા વિચાર બળ એ સૌથી બળવાન તત્વ છે. અગ્નિ, વાયુ, વિજળી વીગેરે જે કુદરતના બળવાન તત્વો છે તે બધાને વિચારબળ પોતાના કાબુમા લઇ મરજી પ્રમાણે તેની પાસે કામ કરાવે છે, તેથી એમ નક્કી થાય છે કે વિચારબળ એ સૌથી વધારે બળવાન તત્વ છે. અગ્નિ, વાયુ, વીજળી વીગેરેના વેગ કરતા વિચારનો ઘણોજ વેગ છે, તે એક ક્ષણમા આખું જગત ફરી વળે છે.

વિચારમા આકર્ષણ (ખેંચવાની) શક્તિ રહેલી છે, તે વાત બહુ થોડાજ માણસો જાણે છે. જેમ લોહ ચુંબક આદીમા ખેંચવાની શક્તિ છે પણ

---

તે અમુક વસ્તુનેજ પોતાની તરફ ખેંચી શકે છે. પણ વિચાર બળ દરેક વસ્તુને પોતાની તરફ ખેંચી શકે છે. આપણે એક વિચાર કર્યો કે તુરતજ તેના આંદોલનો ( મોજા ) આકાશ તત્વમા વહેવા માંડે છે. અને દશે દીશાના વાતાવરણમા ગતિ કરે છે.

અહો વિચારમાં શું આટલું બધું બળ છે. પણ તમે કહો છો તેમ અમને તેનો કાંઇ પણ અનુભવ કેમ થતો નથી ?

હા ! આપણે કલ્પના કરી શકીએ તેથી પણ વધારે બળ તેમા છે, પણ જેમ ચુલે ગરમ કરવા મુકેલા પાણીમાથી વરાળ ઉડી ઉડી વહી જાય છે તેથી વરાળમા કેટલું બળ છે તેનો આપણને અનુભવ થતો નથી, પણ તેજ વરાળને યુક્તિ પુર્વક એકઠી કર

---

(મંચા )માં એકત્ર કરવામાં આવે છે તો તે હજારો માણસો જેટલું કામ છે. રેલવે, મીલો વીગેરે તેમના જીવતા દાખલાઓ આપણે જોઇએ છીએ.. જેમ વરાળ છુટી છુટી વહી જવાથી તેના બળનો આપણને અનુભવ થતો નથી તેમ આપણા વિચારો પણ છુટા છુટા વહી જતા હોવાથી તેના ખરા બળનું આપણને ભાન થતું નથી પણ જો તેને એકાગ્ર( એકઠા ) કરવામાં આવે તો તેથી અદ્દભુત કાર્યો થઇ શકે છે.

પણ ધનવાન થવાની વાતમાં આ વિચારબળના સામર્થ્યની નાહક માથાકુટ શીદ કરો છો ?

પ્રિય ભાઇ, આ નાહક માથાકુટ નથી પણ ધનવાન થવાનું તે ચોકસ હથીયાર છે. તમને તથા મને હાલ જે સ્થિતી પ્રાપ્ત થઇ છે તે આપણા વિચારનુંજ પરિણામ છે. તે વિના બીજું

---

કશું કારણ નથી. ( मन एव मनुष्याणां कारणं बंध मोक्षयो ) મનુષ્યને સુખ અને દુઃખનું કારણ મન છે. (भावनाख सदृशी सिद्धि ) મનુષ્યના મનની જેવી ભાવના હોય છે તેજ પ્રમાણે તેને સિધ્ધિ મલે છે એમ સતશાસ્ત્રો અને સતપુરૂષો આપણને શું મેઘનાદ કરી કહેતા નથી?

તમે જેવા વિચાર કરશો તેવાજ થશો. ધનવાન થવાના વિચારો કરશો તો ધનવાન થશો. ગરીબીના વિચારો કરશો તો ગરીબ થશો તમે શાન્તિથી વિચાર કરશો તો તમને સ્પષ્ટ થશે કે તમને હાલ જે સ્થિતી પ્રાપ્ત થઇ છે તે તમારા વિચારનુંજ ફળ છે.

ધનવાન થવાના, ગાડી, ઘોડા, વાડી, બંગલા વીગેરે મેળવવાના વિચારો તો અમે હમેશાં કરીએ છીએ. અમેતોશું પણ આખા જગતના મનુષ્યોને

તેની ઇચ્છા થાય છે, તે ઇચ્છા કોને ન થાય. પણ તમે કહો છો તેનું ફળ અમને હજી સુધી કેમ મળ્યું નથી?

પ્રિય સજ્જન, તેમાં વિચારનો દોષ નથી પણ વિચાર કરવાની આપણી રીતનો દોષ છે. હા ધનવાન થવું એ બધાને ગમે છે પણ તે મેળવવા માટે વિચારબળનો કેમ અને કેવી રીતે ઉપયોગ કરવો તેનું ખરૂં જ્ઞાન આપણને નહિ હોવાથીજ ઇચ્છેલું ફળ મળતું નથી.

વિચાર એ કલ્પવૃક્ષ છે. જેમ કલ્પવૃક્ષ નીચે બેસી જે જે આપણે ઇચ્છીએ છીએ તે તે આપણને મળે છે. સારૂ ઇચ્છીએ તો સારૂ મળે છે અને ખરાબ ઇચ્છીએ તો ખરાબ મળે છે. તેમ વિચાર પણ ઇચ્છીત ફળ આપે છે. દરેક વિચાર પછી તે સારો હોય કે ખરાબ હોય, તે તેનુ ફળ

---

આપ્યા વગર રહેતો નથી. જે વિચાર બળવાન હોય છે તેનુ ફળ તો તુરતજ મળે છે. સારો વીચાર સારૂ ફળ આપે છે અને ખરાબ વીચાર ખરાબ ફળ આપે છે માટે દરેક વીચાર કરતા સાવધાનતા સેવવાની ઘણીજ જરૂર છે.

મન જેવું માને છે તે તેવુજ આ જગતમાં થયેલું જોઈએ છે. મનના માનવાની દ્રઢતા ઉપર ધનવાન થવાનો આધાર રહેલો છે. જો તમારૂં માનવું સંશય વાળું હશે તો તમે ધનવાન થવાના નહિ પણ જો તમે પુર્ણ શ્રધ્ધાથી દ્રઢપણે હું જરૂર ધનવાન થઈશ અથવા થયો છઉં એમ માનશો તો જરૂર તમો ધનવાન થયા વગર રહેશો નહિં.

તમારા મનમાં સેંકડો ઇચ્છાઓ જે રાત દીવસ થયા કરે છે. ઘડીકમાં અમુક મળે તો ઠીક

અને ઘડીકમાં અમુક થાય તો ઠીક, ઘડીમાં તમોને ધનવાન થવાની ઇચ્છા થાય છે તો ઘડીમાં તમને વિદ્વાન થવાની ઇચ્છા થાય છે, ઘડીનાં તમને ભક્ત અથવા જ્ઞાની થવાની ઇચ્છા થાય છે, એવી જે સેંકડો ઇચ્છાઓ તમને થયા કરેછે તે ઇચ્છાઓમાંથી તમારે કેવા થવુ છે તે પહેલા નીરણય કરો. જો વિદ્વાન થવાની ઇચ્છા હોય તો તેનાજ વિચારો કરો, ભક્ત અથવા જ્ઞાની થવાની ઇચ્છા હોયતો તેનાજ વીચારો કરો, અથવા જેવા તમારે થવું હોય તેવાજ વિચારો કરો, પણ, જો તમારે ધનવાનજ થવું છે તો પછી બીજા વિચારોને આ ક્ષણેજ તમારા હૃદયમાંથી રજા આપો અને એકજ ધનવાન થવાના વિચારો કર્યા કરો. જો ઘડી ઘડી તમારા ઇચ્છાના વિષયો બદલ્યા કરશો તો તમારૂં વિચાર બળ જુદું જુદું વહેંચાઇ જશે. તેથી તમે જેવા થવા

---

મારતા હશો તેવા થતાં તમને ઘણોજ વખત લાગશે અથવા તમો તેવા થશોજ નહિ. તેથી તમોને શું જોઇએ છીએ તે નકી કરવાની અને તેજ વસ્તુ મેળવવાના વિચારો કરવાની અનિવાર્ય અગત્ય છે.

વિચારમાં આકર્ષણ શક્તિ રહેલી હોવાથી જે વસ્તુ મેળવવા આપણે વિચાર કરીએ છીએ તે વસ્તુને આપણી તરફ ખેંચીએ છીએ. એકજ પ્રકારના કરેલા વિચારમાં ઘણુંજ બળ હોય છે. અને ઇચ્છીત વસ્તુને ઘણાજ વેગથી ખેંચી લાવી આપણી સનમુખ હાજર કરે છે.

એકજ પ્રકારના વિચારો કરવાનું કામ ઘણાઓને બહુજ અઘરૂં (કઠણ) લાગે છે, અને તે ખરૂં

---

પણ છે. કારણ કે આપણે તેનો અભ્યાસ કરેલ નહિ હોવાથી સ્વભાવિક તે કામ આપણને કઠણ લાગે, પણ, ક્રમે ક્રમે જેમ જેમ રસપુર્વક ધ્યાનથી આપણે એકજ પ્રકારના વિચારો કર્યા કરીએ છીએ, તેમ તેમ આપણામાં વિચારોને એકત્ર કરવાનું બળ આવતું જશે.

આંબાની ગોટલી વાવી અને તુરતજ આપણે કહીએ કે, ફળ કેમ ઉત્પન થતું નથી તો જગત આપણને મુર્ખ કહેશે, પણ, આપણે સમજીએ છીએ કે, તે ગોટલામાંથી નાનો અંકુર ફુટીને છોડ ઉત્પન થશે તે વૃક્ષ રૂપે થશે ત્યારે ઉપર મોર આવી તેમાંથી ફળ ઉત્પન થશે. એમ આપણે સમજતા હોવાથી તેટલો વખત

---

૪૫૬૯ ૧૧

આપણે તેની ધીરજથી વાટ જોઇએ છીએ. પણ મનુષ્યો આ વિચાર બળને કેળવવા તેટલી ધીરજ રાખી શકતા નથી, તેથીજ તેઓ ફળ મેળવવા કમનસીબ રહે છે. માટે તાલાવેલીયા સ્વભાવને રૂશારટો આપી જ્યાં સુધી તમારી ઇચ્છાનો વિષય તમને પ્રાપ્ત ન થાય ત્યાં સુધી ખત ધીરજ અને આનંદ પુર્વક પુર્ણ શ્રધ્ધાથી તે વિચારો ર્યા કરો.

ભાવનાસ સદૃશી સિદ્ધિ મનની જેવી ભાવના હોય છે તેજ પ્રમાણે સિધ્ધિ મળે છે આપણને હાલ જે સ્થિતી પ્રાપ્ત થઇ છે તે મળવામાં મુખ્ય કારણ આપણી ભાવનાજ છે. આપ-

---

" કાન્તિ દાતા " ધાતુની નબળાઇ, સ્વપ્નામાં ધાતુપાત થવો, પેશાબમાં ધાતુ જવી વીગેરે ધાતુ વિકારના દરદો નાબુદ કરે છે.

અને એક બંગલો મળવામાં કે એક ઝુંપડું મળવામાં, લાખો રૂપીઆ મળવામાં કે એક ખોટી પાઇ પણ ન મળવામાં આપણી ભાવનાજ કારણ રૂપ છે. ભાવના બે પ્રકારની છે. એક સબળ ભાવના અને બીજી નીરબળ ભાવના.

સબળ ભાવના એટલે મનમાં હીમત, બળ, ઉત્સાહ, આનંદ, શ્રદ્ધા, જે વિચારો વડે ટકી રહે છે, તેને સબળ ભાવના કહે છે. દુઃખના નહિ પણ સુખના, સંપત્તિના, આરોગ્યના, આનંદના વીગેરે શુભજ વિચારો આવવા, દરેક કામનો આરંભ કરતાં કાંઇપણ શંકાઓ મનમાં ન થતાં જરૂર હું વિજય મેળવીશ એવી પોતાનામાં અને પરમેશ્વરમાં પુર્ણ શ્રદ્ધા અને બધે શુભનેજ જોયા કરવું તેને સબળ ભાવના કહે છે.

---

નીરબળ ભાવના એટલે દુઃખ આવવાનીજ નીરંતર વાટ જોયા કરવી મનમાં ચિંતા, ભય, ક્લેશ, નીરધનતા વીગેરેને જોયા કરવા, અમુક સમય પછી અમુક દુઃખ આવશે અને અમુક કરવાથી અમુક નુકશાન થશે, વીગેરે દુઃખનાજ વિચારો કર્યા કરવા, પોતાના સામર્થમાં અવિશ્વાસ, હરેક કામનો આરંભ કરતાં નુકશાન આવશે તો એમ માની કામનો આરંભજ ન કરવો, અને પોતાનામાં તથા પરમેશ્વરમાં અશ્રદ્ધા રાખવી તેને નીરબળ ભાવના કહે છે.

ધનવાન થવા માટે જે લક્ષણોની જરૂર છે તે લક્ષણો સબળ ભાવનાથી આવે છે. સબળ

---

ભાવના કરનારને વિજય મળ્યા વગર રહેતોજ નથી, આગ્રહ યુક્ત મનની ઉંડી લાગણીથી કરેલી સબળ ભાવના વસ્તુઓને ઘણાજ વેગથી ખેંચી લાવી તમારી સનમુખ હાજર કરે છે. સબળ ભાવનાથી ભય, દુ.ખ, ચિંતા, કલેશ, નીરધનતા વીગેરે દુઃખ આપનાર વિચારો આપણા મનમાંથી નીકળી જાય છે. તેને ઠેકાણે આનંદ, ઉત્સાહ, હીંમત, સધનતા, શ્રદ્ધા વીગેરે સુખને આપનાર વિચારોજ આવે છે. સબળ ભાવના એ દુઃખનો નાશ કરનાર રામનું અમોઘ બાણ છે. જે જે વસ્તુઓ ઉપર તમો તેને ફેંકોછો તેમાં તે વિજયજ મેળવી આવે છે; ત્યારે નીરબળ ભાવના તમારા આનંદ, સુખ, ઉત્સાહ, શ્રદ્ધા વીગેરે, સુખને ખાઇ જઇ તમને દુઃખના ઉંડા ખાડામાં નાંખી દેનાર

---

ડાકણુ છે. મનની સબળ ભાવના જ્યારે સુખ અને સંપત્તિ આપે છે ત્યારે નીરબળ ભાવના સુખ સંપતિનો નાશ કરે છે.

તમે કોણુ છો તે તમે જાણો છો ? जीवो ब्रह्मैव ना परः જીવ તે બ્રહ્મ (ઇશ્વર)જ છે તેથી જુદો નથી. તમે જે તમને અલ્પ સામર્થ વાળા જીવ માનો છો, તે તમે તેવા નથી. પણ- સર્વ કરવાને શકિતવાન એવા પરમેશ્વર છો, સતશાસ્ત્રો અને સતપુરૂષો તમો પરમેશ્વર છો અથવા પરમેશ્વરના પુત્ર છો એમ મેઘનાદ કરીને કહે છે, તેથી પર- માત્માએ પોતાની સંકલ્પ શક્તિવડે જેમ આખું જગત રચ્યું છે તેમ તમે પણ, તમારી

---

" કાન્તિ દાતા " માથાનો દુખારો, આંખે ચકરી આવવી અને હાથ પગોમાં થતી કળતરને દુર કરે છે.

સંકલ્પ શક્તિવડે જે કાંઇ કરવા ધારો તે કરી શકો તેમ છો, પણ, આજ સુધી તમોએ તે શક્તિનો ઉપયોગ કરેલ નહિ હોવાથીજ તેના અદ્દભુત સામર્થનો તમોને અનુભવ થયો નથી.

ખાતાં, પીતાં, ઉઠતાં, બેસતાં, વહેવાર કરતી વેલા અને નીરાંતે બેઠા હો તે વખતે, સર્વ સમય તમે ઇશ્વર સ્વરૂપ છો તેનું તમારા મનમાં ભાન જાગ્રત રાખો. તમે અલ્પ સામર્થ વાલા જીવ નથી પણ તમામ જડ પદાર્થો ઉપર સામ્રાજ્ય ભોગવનાર એવા ઇશ્વર છો. તેથી નીરધનતા, રોગ, દુઃખ, વીગેરે તમને કંઈ કરી શકનાર નથી. તમારૂં આત્મસ્વરૂપ જેમાં નીરધનતાનો, રોગનો અને

---

" કાન્તિ દાતા " અમૃત સમાન ઔષધ છે.
તે ઉપર કોઇ પણ જાતની પરહેજી રાખવી
પડતી નથી.

દુઃખનો, ત્રીકાલ અભાવ છે તેનું ચીંતન કર્યા કરો. નીરધનતા, રોગ, દુઃખ વીગેરે તરફ મોં ન કરો પણ તમારા ચૈતન સ્વરૂપ તરફજ તમારૂં મોં કરો. નીરધનતાને ન જુઓ પણ સંપત્તિનેજ જોયા કરો. સંપત્તિનુંજ અખંડ ચીંતન કરનાર માણસજ ધનના પ્રવાહને પોતાની તરફ ખેચી આણે છે.

ધનવાન થવા માટે આ નીચે જણાવેલી ક્રિયા સવાર સાંજ એક એક કલાક. જો તેટલો વખત ન મળે તો જેટલો વખત મળે તેટલો વખત તમારા પોતાનામાં તથા ઇશ્વરમાં સંપૂર્ણ

---

વિશ્વાસ રાખી ખંત, ધીરજ અને આનંદ પુર્વક મનની ઉંડી લાગણીથી કરજો. અને તમે જે વિચાર કરો છો તેજ પ્રમાણે થયું છે એવું દૃઢ-પણે તમારા મનમાં જોયા કરજો બનતાં સુધી એકજ જગ્યાએ અને એકજ ટાઇમે કરજો.

પહેલાં મનમાંથી દરેક વિચારો કાઢી નાંખી શાંત, સ્થીર થઇ બેસજો પછી આંખો બંધ કરી ઇષ્ટ સ્મરણ કરતા આ ભાવના મનની ઉંડી લાગણી સાથે ઘણાજ પ્રેમથી કરજો.

તમે વેપારી હો, કારીગર હો અથવા કાંઇ પણ ધંધો કરતા હો તો કલ્પનામાં તમને સમર્થ

---

વેપારી જોયા કરજો તમારો વેપાર ઘણોજ વધી ગયો છે અને ઘણા ગ્રાહકો તમારે ત્યાં માલ લેવા આવે છે, તમો તેને પ્રમાણીકપણે ખરો માલ વાજબી દામ લઈને આપો છો, તેથી તે ગ્રાહકો રાજી થઈ બીજાઓને પણ તમારે ત્યાં માલ ખરીદ કરવાની ભલામણ કરે છે. એમ ઘણા ગ્રાહકો તમારે ત્યા આવવાથી તમને ઘડી એકની પણ નવરાશ મળતી નથી. તમારો ધંધો ઘણોજ વધી જવાથી તમે નોકર ચાકર પણ ઘણાજ રાખ્યા છે, તે દરેક સાથે તમે ઘણાજ પ્રેમથી વરતો છો, તેથી તેઓ તમારૂં કામ તન અને મનથી ઘણાજ આનંદપુર્વક કરે છે. આ

---

પ્રમાણે તમારો જે વેપાર હોય તેનું કાલ્પનિક ચોક્કસ ચીત્ર તમારા મનમાં રચી પુર્ણ શ્રધ્ધાથી સબળ ભાવના કરો. આ બધું ખોટું કાલ્પનિક છે એવો ભાવ પણ તમારા હ્રદયમાં ઉઠવા દેતા નહિ. જ્યાં સુધી તમે તેને ખોટું માનશો ત્યાં સુધી તે ખોટુંજ રહેવાનુ પણ આ ખરૂં સત્યજ છે. એમ પૂર્ણ શ્રધ્ધાથી માનજો અને તમારા મનને તેમાંજ રમાડયા કરજો. આ ખરૂંજ છે તે પ્રમાણે માનશો તો તે ખરૂંજ થશે કોઇ કાળે તે જુઠું થનાર નથી. આ ચીત્રનું ચોકસ રૂપ મનમાં ઘડી રાખજો. આ કાલ્પનિક ચીત્રને ઘડી ઘડી ફેરવ્યા કરશો નહિ ખરા પ્રેમથી, પુર્ણ શ્રધ્ધાથી, અંતઃ-

---

કરણની ઉંડી લાગણીથી ખંત રાખી આ ક્રિયા કરો અને જુઓ કે તમને થોડાજ વખતમાં કેટલો લાભ મળે છે.

તમે જે ધંધો કરતા હો તે ધંધા ઉપર ખરો પ્રેમ રાખજો. જો તમને તમારા ધંધા ઉપર પ્રેમ નથી હોતો તો ગમે તેવી તમે ભાવના કરશો તો પણ કશું ફળ મલશે નહિ, જો ધંધા ઉપર પ્રેમ હોય છે તોજ તેને ખીલવવાના નવા નવા વિચારો આવ્યા કરે છે અને પ્રેમરૂપી અમૃતનું પોષણ મળતાં તે ધંધો જેમ અમરવેલી વધે છે તેમ વધી જશે.

---

વેપારમાં કાંઈ દમ નથી, બજારમાં બીલકુલ આવકી નથી, આ સાલમાં તો ધંધાના બારજ વાગી ગયા છે, થોડા વખત પછી વેપારની કેવી માઠી સ્થીતી થશે વીગેરે દુઃખ અને ભયના ઉદ્ગારો કાઢતા નહિ પણ વિજય મલવાનીજ સબળ ભાવના અખંડ કર્યા કરજો.

તમે નોકર હો તો જે નોકરી તમે કરતા હો. તે તમારા ખરા અંતઃકરણ પૂર્વક તન અને મનથી કરજો. માથેથી વેઠ ઉતારવા અને ક્યારે જેમ તેમ કરતાં મહિનો પુરો થાય અને પગાર

---

મળે એવી ભાવનાથી કરશો નહિ તમને જે નોકરી પ્રાપ્ત છે તેજ તમારી ચઢતીનું પ્રથમ પગથીયું છે એમ જાણી ને નોકરી ખરા પ્રેમથી કરજો.

નીચેની ભાવના પરમેશ્વરમા પૂર્ણ વિશ્વાસ રાખી, ખંત, ધીરજ અને આનંદથી કયા કરજો. ઉપર કહ્યું તેમ શાંત, સ્થીર થઈ બેસજો. નેત્ર બંધ કરી મનમાંથી બીજા વિચારો કાઢી નાંખી, તમે જે નોકરી કરતા હો તેમાં તમને જે પગાર મળતો હોય તેથી તમારો પગાર ક્રમે ક્રમે વધતો જાય છે. અને તમારા શેઠ તથા તમારી સાથે કામ કરતા બીજા માણસો તમારી ઉપર ઘણાજ

---

પ્રેમ રાખે છે, તમે શેઠના ઘણાજ વિશ્વાસપાત્ર અને માનીતા થઇ પડયા છો, તમારામાં પ્રમાણીક-પણાનો ગુણ હોવાથી બીજા વેપારીઓ પણ પોતાને ત્યાં વધારે પગાર આપી તમને રાખવા ઘણા ખુશી સાથે આગ્રહ કરે છે, એમ ક્રમે ક્રમે પગાર વધતાં વધતાં તે દુકાનમાં તમારો ભાગ થઇ ગયો છે, તેમાં તમને ઘણોજ લાભ મળે છે. આ પ્રમાણે કલ્પનામાં તમે તમને જોયા કરજો. આ બધા શેખસલ્લી ના વિચારો છે એમ સમજતા નહિ, અને એવા વિચાર જે ઘડી સ્ફુરે તે વખતે તમારા આત્મસ્વરૂપનો વિચાર કરી તે વિચારને દૂર કરજો, અને તમો જે વિચારો કરો છો તેજ પ્રમાણે થાય છે એમ ખરી શ્રધ્ધાથી માનજો.

---

તમને પોતાને, તમારા વેપારને, અને તમારા માલને જો તમારા મનમાં હલકાજ જોયાજ કરોછો તો બીજાઓ પણ તમને તેવા રૂપમાં જોશે, કારણ કે તમારા વિચારના આંદોલનો ઉત્પન થઇ બીજાઓના મન ઉપર પણ તેવાજ પ્રકારની અસર કરે છે. માટે તમને, તમારા વેપારને અને તમારા માલને ઉત્તમ પ્રકારનોજ જોયા કરવાની તમારા મનને ટેવ પાડજો.

આ ભાવના તમારે ફક્ત સવાર સાંજ એક એક કલાકજ કરવાની છે અને પછી આખો દીવસ અને રાત ગમે તેવા હલકા વિચાર કરવા એમ નથી. પણ જયારે જયારે તમને અવકાશ મલે ત્યારે તમારા મનમાં સબળ ભાવનાનેજ

---

રમાડયા કરવાની મનને ટેવ પાડવાની છે. સવાર સાંજ એક એક કલાક તો પ્રધાનપણે કરવાનીજ છે.

ધનવાન થવા માટે વિચારબળની સાથે વિશ્વાસબળની પણ અનિવાર્ય અગત્ય છે. આપણે ગમે તેવા ઉતમ વિચારો કરીએ છીએ, પણ જો તેમાં આપણો વિશ્વાસ નથી હોતો તો તેનાં ફળ મેળવવા આપણે કમનશીબજ રહીએ છીએ.

આપણને જે કાંઇ પ્રાપ્ત થયુ છે અને થાય છે, તે માટે ખરા પ્રેમથી અંતઃકરણની ઉંડી લાગણીથી પરમેશ્વરનો ઉપકાર માનવો જોઇએ. જેમ જેમ તમને ઉત્તમ વસ્તુઓ પ્રાપ્ત થતી જાય, તેમ તેમ પરમેશ્વરના આભારનું

---

અધિક અધિક સ્મરણ કરી તમારા મનને ઇશ્વર સાથે જોડયા કરો. મનને ઇશ્વર સાથે જોડવાથી પરમેશ્વરના ઘણાજ પ્રેમના પાત્ર આપણે થઇએ છીએ, તેથી જે જે વસ્તુઓની આપણે ઇચ્છા કરી હોય છે તે વસ્તુઓ ઘણા વેગથી આપણને મળે છે. મનની આભાર માનવાની ટેવ વધારે વધારે સુખો આપણને આપતી જાય છે. અંતઃ-કરણની ઉંડી લાગણીથી પરમેશ્વરના માનેલા આભારથી આપણે પરમ તત્વમય થઇએ છીએ, તેથી નિરધનતા, રોગ, ભય, કલેશ વીગેરેના વિચારો આપણા મનમાંથી નીકળી જાય છે અને તેને બદલે સુખ, સપત્તિ, આનંદ, આરોગ્ય વિગેરે ઉત્તમ વિચારોજ આવે છે.

---

ધનવાન થવા માટે તમારે આનંદી સ્વભાવ રાખવાની ઘણીજ જરૂર છે. આનંદ એ ઇશ્વરનું સ્વરૂપજ છે, તેથી ગમે તેવો પ્રસંગ તમને પ્રાપ્ત થાય તોપણ આનંદને તમારા હૃદયમાંથી દુર થવા દેશો નહિ. આનંદ એ સર્વ કાર્યમાં વિજય અપાવનાર દૈવી વસ્તુ છે. જેમ દીપક આવતાં અંધકારનો નાશ થાય છે, તેમ અંતઃકરણમાં આનંદનો સુર્ય ઉગવાથી નીરધનતા રોગ, ભય, કલેશ, ચિંતા વીગેરેના દુઃખદાયક વિચારોનો નાશ થાય છે, અને સુખ, સંપત્તિ, આરોગ્ય વીગેરેના ઉત્તમ વિચારોજ આવે છે, તમે જે વસ્તુની ઇચ્છા કરી હોય અને તે વસ્તુ તમને મળે ત્યારે જેવો આનંદ થાય તેવોજ

---

આનંદ ધનવાન થવાની ભાવના કરતી વખતે તમારા હૃદયમાં આરૂઢ રાખજો. અને ઇચ્છેલી વસ્તુ તમને પ્રાપ્ત થઇજ છે એ પુર્ણ શ્રધ્ધાથી માની આનંદમાં રહેજો.

જે જે મનુષ્યો આજે ધનવાન થયા છે, તેના પરિચયમાં આવી તેના મનનું બારીકીથી અવલોકન કરી જોશો તો તમને માલમ પડશે કે તેના વિચારો ધન કેમ મેળવવુ અને વિજય કેમ પ્રાપ્ત કરવો, એનાજ વિચારો તેના અંતઃકરણમાં રમી રહયા હોય છે, પણ જો તેઓ એક વખત નુકશાનીમાં આવતાં દુઃખનાજ વિચારો કરવા મંડી પડશે તો થોડાજ સમયમા તેઓ નીરધન થઇ જશે.

---

એક મજુરને જુઓ તે આખો દીવસ સખ્ત મજુરી કરે છે ત્યારે સાંજે ચાર કે આઠ આનાજ તેને મલે છે અને આખી જીંદગી સુધી તેજ સ્થીતીમાં રહે છે કારણ કે તેણે પોતાના મનને એટલામાંજ રમાડેલું હોય છે, તેથી વધારે મેલવવાની તે ઇચ્છા કરતો નથી. પણ ચાર આઠ આનામાંજ આનંદ માની બેસી રહે છે. તેથી તે આખી જીંદગી સુધી તેવોજ રહે છે. તમે પણ તમારી સ્થીતી જુઓ. તમે આજ સુધી તમારા મનને જેટલામાં રમાડેલ હશે, તેજ સ્થીતી તમને પ્રાપ્ત હશેજ.

વિચારબળ વડે આપણે જે સ્થીતીમાં છીએ તેથી સારી સ્થીતીમાં આવી શકીયે છીએ કે

---

" કાન્તિ દાતા " તેના અલૌકિક ગુણને લીધે થોડાજ વખતમાં લોકપ્રિય થઇ પડી છે.

કેમ ? તેની ખાત્રી કરવા અને તેના સામર્થ્યનો તમને પોતાને અનુભવ થવા માટે નીચેનો અખતરો કરી જુઓ. ધારો કે તમે મહિને ત્રીશ રૂપીઆ કમાઓ છો અથવા જે કાંઇ તમારી આવક હોય તેથી પાંચ અથવા દશ રૂપીઆ વધારે તમને મળે છે. એવી સબળ ભાવના દૃઢ શ્રદ્ધાથી કંઇ પણ સંશય લાવ્યા વગર કર્યા કરો. અને તે તમને મળેજ છે, એવું ચીત્ર મનમાં રચ્યા કરો. જુઓ તમારી ઇચ્છેલી સ્થીતી તમને થોડાજ વખતમાં પ્રાપ્ત થાય છે કે નહિ. અને એક વખત ઇચ્છેલી સ્થીતી પ્રાપ્ત થતાંજ તે બળમાં તમારી પૂર્ણ શ્રધ્ધા બંધાશે. તેથી તમે તમારી જેટલી ઉન્નતી કરવા ધારશો તેટલી કરી શકશો. ફક્ત એક વખત

---

"કાન્તિ દાતા" વાપરવાની વીગત—સવારના સાત વાગે અને સાંજે ૭ વાગે એક એક ગોળી પાણી અથવા દુધ સાથે લેવી.

તે બળમાં તમારી પૂર્ણ શ્રદ્ધા બંધાવાની જરૂર છે. આ ભાવના માથેથી વેઠ ઉતારવા જેવી નહિ કરતાં, પણ ખંતથી, પૂર્ણ પ્રેમથી અને પરમેશ્વ-રમાં પૂર્ણ શ્રદ્ધા રાખી કરજો.

ધનવાન થવાની કદી નીશફળ ન જાય એવી કળા આ લઘુ પુસ્તકમાં વર્ણવી છે. તેને જો તમે હાસ્ય કરી ખોટા ટાઢા પોહોરના ગપાટા ગણી કાઢી નાંખશો તો તમનેજ નુકશાન છે, એક વખત પ્રયત્ન કરી તેના ખરા અથવા ખોટાપ-ણાનો નીશ્ચય કરી અભિપ્રાય આપજો. પણ પ્રય-ત્ન કરવા સો ખાંડી આળશ હોય તો પછી ખોટા અભિપ્રાયો આપી બીજાઓના મનમાં અશ્રદ્ધા-રૂપી વિષ વાવશો નહિ. અંતમાં આ લેખ પ્રમાણે ચાલી તમે ધનવાન થાઓ અને બીજાઓને પણ ધનવાન કરો એવી પરમકૃપાળુ પરમાત્મા પાસે મારી નમ્ર વિનંતી છે. ઇતિ.

કાન્તિ દાતા—વિર્ય વૃદ્ધિનો

ભંડાર છે.

કાન્તિ દાતા—વિર્યવાન વિલાઃ

ઓનું ઝવેરાત છે.

કાન્તિ દાતા—અશક્ત પુરૂષોનું અમુલ્ય

રત્ન છે.

કાન્તિ દાતા—ફીકા ચહેરાને ગુલાબી

બનાવે છે.

કાન્તિ દાતા—અખુટ આરોગ્ય બળ

અને કાન્તિ આપે છે.